॥ ૐ ॥

# શ્રી જગદંબા

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મગનલાલ મુળજી દવે, ઉમરેઠ.
માધવલાલ ભુરાભાઇ શાહ
મહુરબાન





પ્રથમ આવૃત્તિ ૧૦૦૦

સંવત ૧૯૮૩ સને ૧૯૨૭

કીંમત રૂ. ૦-૨-૦

ઉમરેઠ.



# અર્પણપત્રિકા

મહેરબાન મુરબ્બી રા. રા. શેઠ અંબાલાલ શાંમળજી
રા. રા. શેઠ સોમેશ્વર જીવરામ.

ભાઇશ્રી આપનો સહવાસ થતાં આપની ઉદારતા, તે, નિરાભિમાનપણું તથા ધર્મ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા પરોપકારીપણું તેમજ આપ મોટા અગ્રગણ્ય વેપારી અને કીત ભકત છો તેથી, મહા દયાળુ વૃતિ અને નાના [illegible] સર્વ ભકત ઉપર સમભાવના વિગેરે મહા સદ્‌ગુણો વડે ભાવના રાખો છો તેથી, આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારી કૃપા કરી ધર્મના કાર્યમાં મદદ કરશો. એવી સંપૂર્ણ આશા છે.

લી૦ સંપાદક
આપનો તાબેદાર
મગનલાલ મુળજી દવે
ઠે. શ્રી અંબા માતાની પોળમાં, ઉમરેઠ.

# પ્રસ્તાવના

આ પ્રસીદ્ધ થતા પુસ્તકની ઉપજેલી રકમમાંથી
પુસ્તકનો ખર્ચ જતાં વધેલી રકમ
**શ્રી જગદંબાની પવીત્ર સેવાના**
ખર્ચમાં તેનો ધામીક ઉપયોગ
કરવામાં આવશે.



॥ श्री गणाधिपतये नमः ॥



## ( શાર્દુલ વિક્રિડીત. )

પ્રારંભે વિનતી કરૂં ગણપતી, વિદ્યા દયા સાગરા
કુબુદ્ધિ કરી નાશ આપ સુમતી, આરાધ્ય મોરેશ્વરા
ચિંતા કલેશ દરિદ્ર દુઃખ સરવે, દેશાંતરે મોકલી
ભકતોને સુખ શાંતિ યુકત કરીને, આનંદ આપો વળી.
વિઘ્નોના અરિ આપ જાપ જપતો, કષ્ટો સઉ કાપજો
ત્રિવિધી મમતાપ નાશ કરીને, શાંતિ અતિ આપજો
માની સેવક મુજને ગજમુખા, નીતિ વિષે રાખજો
ગાવા શ્રી જગદંબાના ગુણ અતી, થાશુંભુ'એ ભાખજો.

## શારદા સ્તુતિ. લલિત વૃત.

સ્તવન શારદા, તાહરૂં કરૂં, ઉરજ ધારીને માનજે ખરૂં
સબળ શકિત તું, જગ્ત વ્યાપીની, કર દયા હવે, હંસવાહિની
તિમિર જ્ઞાનમાં, આવીને નરે, ખચીત જાય છે, તું કૃપા વડે
સ્ફટિક માળ તેં, ધારી હાથમાં, પુનિત પુસ્તકો, વાદ્ય સાથમાં
અભય દાન તું, આપ દાસને, લલિત શોભતી, પદ્મ આસને
પરમ ઇશ્વરી, પાપ કાપજે, સગુણ શારદા, સુત સ્થાપજે






## —: મંગળાચરણ. :—

### વસંત તિલકા વૃત. હનુમાન અષ્ટક.

હે અંજની સુત નમું ચરણે તમારા
હેતે ધરી મન વિષે સદગુણ સારા
સંસારી તાપ હરજો ઉર હેત પામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૧

સિંદુર તેલ અરચિતજ જેની કાયા
જે રામ કાજ જગમાં કપિ રૂપ જાયા
કુઠેધુ અર્ક કુસુમો નવ કાંઈ ખામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૨

જન્મી પરાક્રમ અતિ બળથી બતાવ્યું
ઉડી નભેજ રવિ મંડળને ધુણાવ્યું
સુરાદિ પાય પડીયા તવ શિર્ષ નામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૩

જે રામને વન વિષે બહુ કામ આવ્યા
વૈદેહિની જગ ફરી જઈ શોધ લાવ્યા
લંકાજ દગ્ધ કરવા થકી કીર્તિ જામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૪

સૌમિત્રીનેજ અસુરે ધરણી ઢળાવ્યા
દ્રોણાચલે વિચરવા ધીર કો ન લાવ્યા
આણ્યો પ્રશન્ન કરવા નગ નીજ સ્વામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૫

બે ભ્રાતને હરી ગયા અસુરો દ્વિ જ્યારે
પાતાળ પંથ લઈને હણીયાજ ત્યારે
સ્કંધે શ્રીરામ સહ લક્ષ્મણ લીધ સ્વામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૬

જેણે સદા ઉર થકી શુભ ભકિત કીધી
મુકતાની માળ વર રામ વીના ન લીધી
જે બ્રહ્મચારી તનુ વજ્ર તણું સુ નામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૭

નિત્યે કૃપાળ દીનદાસની ભાળ લેજો
ઐહિક સુખ વળી ઇપ્સિત ધામ દેજો
પાદારવિંદ પુજતો મમ શિષ નામી
શ્રી વાયુ પુત્ર હનુમંત સદા નમામિ ૮

## ( અંતર લાપિકા )

કોની સુકંઠ દીસતીજ ભુજંગ સાથે
પાળેજ કોણ નીશદિ લઇ બાળ બાથે
છે કોણ ગિરી દુહિતા શિવ સુખ આરો
શંભુની માત ઉમિયા, ઉરમાં વિચારો

## જગદંબાષ્ટક

### ( નર્મદાષ્ટકનો રાગ ) નારાચ છંદ.

નમું શમું મને સદા કદાજ નામના તજી
પ્રણામું માત અંબિકા દિરાત જાતથી ભજી
સુનામ દામ ધામ આપ માત મે'ર તું કરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૧
સ્મરૂં ધરૂં સુધ્યાન હું તરૂંજ સિંધુ જગ્તનો
તું કાપી કષ્ટ હેતથી સુધાર જન્મ ભગ્તનો
ન કામ ક્રોધ લોભ ધાડ વાટ રોક રે'પરી*
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૨
ગિરિ વસો ધરા તળે હુવા વિષેજ વારીમાં
ન રાખી, વ્યાપી સર્વમાંય, ભેદ મર્દ નારીમાં

---

* અર્થાત મારી ભકિતના માર્ગમાં કામ ક્રોધ લોભ આદિ ન આવે એમ તું રોકી રાખજે, અને નહી તો તેમને આજ્ઞા કરજે કે તેમની ધાડ વેગળી વહે. પરી=વેગળી.

સુકીર્તિ રીતિ તાહરી અપાર નીતિ વીસ્તરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૩

નગેજ વાસ દુષ્ટ ત્રાસ દાસ કાજ તું ધરે
ત્રિશુળ પાણી ઝાલીને તું કષ્ટ નષ્ટ સો કરે
ન તોર જોર ચાલતુંજ હોય ચોર કે અરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૪

સુખડ્ગ હાથ ચક્ર સાથ કેડમાં કસી અસી
સુનીર્ખતાં અનુપ રૂપ ઉરમાંય છે વસી
તું સ્વારી તારી આદરે કલાપિ કેહિ કેસરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૫

ભવાબ્ધિ ઘોર તારણી મહાપદા નીવારિણી
ત્રિવિધિતાપ પાપ મુક્તિદાયિની વિદારણી
સુભક્ત રક્ષણાર્થ કે બલિષ્ટ માત ઇશ્વરી ૬
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી
મહા મુનિંદ્ર શેવતા સુરેંદ્ર જાણી મર્મથી
પુનિત પાદપંકજે અહોનીશેજ ધર્મથી
તુ આદિ જગ્ત કારણી સ્વભક્ત પાળ આદરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રતિ ફરી ૭

સદા સુધ્યાન અંબમાં નિશંક રાખીને ભજે
અનેક પાપ તાપ શાપ જાપ જો જપે તજે

મળે જગેજ બુદ્ધિ સિદ્ધિ રિદ્ધિ વૃદ્ધિ જો સ્મરી
નમામિ જગ્ત તારણી કૃપા કરો પ્રાતિ ફરી ૮

## આર્યા.

આરાસુર નિવાશી, અંતર ધરજો આજ અરજ મારી
બાળ જ બોલે કાલુ, વાલું ગણીને લીઓ ઉરે ધારી

## (સુંદર શામળીયા) રાગ (ગરબા તરીકે પણ ગવાય)

મનહર મહાકાળી, જાપ જપીશ નીત તારા.
મુજને લે ભાળી, ટાળી ભવ ભય મારા —મનહર.

માતજી તવ બાળજ ધારી, સ્થાપજો સુત દુઃખ નીવારી
દીનને મુકશો ન વિસારી, હર્ષથી હું કહું પોકારી
ગાઉં તવ ગુણ ન્યારા —મનહર.

માત રાત દિન નામ સ્મરીને, ચર્ણ સરોજે શીવ ધરીને
વદે સુજન મન અરજ કરીને, શુભ કરો દીન સામું ફરીને
તારો જન દુઃખીયારા —મનહર.

## ( મને સંહાય કરશે મોરારીરે ) એ રાગ.

ધરો ઉર અરજ આ મારીરે માત મોરી વદુંછું પોકારી
કલેશ વિદારી સદા સુખકારી; ભજું હેતેથી તમને સંભારી.

ભકિત તમારી સુભાવે હું ધારી, ધરૂં ધ્યાન મને બહુ ભારી
માતાજી દ્યો સુખ ઝાઝું; દુઃખોદધિથી ઉગારીરે—માત૦

## ( પંથી પરદેશી ચીત્ત ચોરી ) રાગ.

વિનતી દીનજનની જરી ધરજો મન માકા–ળી
સંકટ જે છે શીરપર હરજોરે પ્રતિ ભા–ળી
દુઃખ આવે પોકારતા, માત નામ ઉચ્ચાર
એવી માનવની મતી, તે મન કંઈ નવ ધાર
મન તન ધારીએ શુભ કરજોરે જગવા–લી....વિનતી.
વૈદ થતા વેરી યદા, રોગ મટે તન આપ
તેમ કદાપી જો થતું, મુજને ના દે શાપ
મારા અંતર માંહી વસજોરે દુઃખ ટા–ળી....વિનતી.

## ( અરે દિલદાર હૈયા ) રાગ.

અરે હે માત અતિ રળીયાત, વિનંતીને સ્વીકારોને
નથી મારી, અવર બારી, કૃપાતારી, ઉરે ધારી
સુણો આ વાત, ભજું જગમાત ઉગારોને ન મારોને
અખુટ ભારી જગત વારી અબળ ધારી દીઓ તારી
શુભ મતી અતી આપજો, થાવા જગત પુનિત
સુત ગણીને સ્થાપજો, એ જનુનીની રીત–અરે હે.

## ગજલ.

જગતમાં જીવ લે ધારી, સતી અંબા સુખાકારી
ત્રિવિધી તાપ એ ટાળે, કૃપા દ્રષ્ટે સદા ભાળે.
ફોગટ ફાંફાં નહી મારી (૨) સુણો આ વાત નરનારી–જ.

વિરંચી વેદ બહુ યાચે, અહોનીશ ભકિતમાં રાચે
ઉતરવા નાવ ભવવારી (૨) ભજનની યુકિત છે સારી–જ.
જનમનું સાર્થકજ થાયે, કરેલાં પાપ સૌ જાયે
મનુષ્યની દેહ છે સારી (૨) ભજો અંબા ઉરે ધારી–જ.

## (જશ જગદીશ ન ગાવે) રાગ ધનાશ્રી.

ભાવે ભજો અલબેલી, સકળજન, ભાવે ભજો અલબેલી.
આરાસુરી એ અંબાભવાની, જગત સ્વરૂપમાં પે'લી–સક૦
નામ સ્મરંતા સુખ બહુ થાયે, દુઃખને મૂકે એ ઠેલી–સક૦
અંતર્જામી અલૌકિક એ છે, આરાધજો મદ મેલી–સક૦
તન મન અર્પી જાપ જપેથી, આનંદની થાશે હેલી–સક૦
વેદ વદે છે ભવજળ તરવા, ભક્તીની યુકિત છે સે'લી–સક૦

## ઠુમરી.

જોજોરે સખી, અંબા દીસે હઇ શ્યામ
ત્રીશુળ ઝાલી, ભકતને વાલી, આરાસુર નીજ ધામ–જો૦
ગોખમાં આજે, અંબા બીરાજે, વ્યાપ્યું છે ચૌદશ નામ–જો૦
ભોળી ભવાની, તારક જાણી, ભકિત કરો નીષ્કામ–જો૦
તેમ ભજીને, ટેક તજીને, દુર્લભ તું સુખ પામ–જો૦

## રાગ માઢ.

સુણો વીનતી અમારી, ઉરમાં ધારી, અંબે ભવાની માત
માજી લેજો ઉગારી, મુંને સંભારી, હે દુઃખહારી અંબે ભવાની માત

માત આરાસુર ધામ તમારૂં, માન સરોવર પાસ
ચાચર માંહે ભેગા થઇને, ગાયે સદા તમ દાસરે—સુ૦

શૂર થઇ રણ દાનવ માર્યાં, સુરની કીધી સા'ય
તેમ માજી અમ વા'રે ધાજો, વંદુ પડીને પાયરે—સુ૦

બાળકનો અપરાધ ન ધારો, છોરૂં કછોરૂં થાય.
વત્સગપી સુખ પાન કરાવો, સુખની ભુખજ જાયરે—સુ૦

માટે કરૂણા મમ માજી, રાજી થઇ અતી આજ
દાસ તમારા નીત્ય ગણે છે, માત તમે શીરતાજરે—સુ૦

## (સુણીયે અરજ મોરી) રાગ પીલુ.

આ અવસર છે માતજી ભારે, કોણ મુને તુજ વિણ ઉગારેરે
તાત જનેતા ભ્રાતને ભગિની, અંતસમે જરીએ ન આધારે-આ.
સત્ય જગે છે નામજ તારૂં, જે ભજવે ભવપાર ઉતારે-આ.
બહુ દુઃખ ખમતાં નામ ન છોડું, એમ દીઓ મતિ દુઃખ
વિદારે—આ.
માયિક દરીએ આ જીવ પડતાં, નાવ જડે નવ, આવું કિનારે-આ.
મે'ર કરો હો માત તદર્થે, જન્મ તણું દુખ જાયજ મારે-આ.

## રાગ કલ્યાણ.

જયશ્રી બહુચરી, ઉર આદરી, શીષ નમાવું તું પદે જો
મે'ર કર જરી,

માયા કમળે જીવ મધુકર આ બીડાયો છે માત
આનંદે તે રવી પ્રકાશે, પડે ન જાણે રાત —જય૦

મીન વારીમાં જાળ પડંતાં લલચાયે છે જેમ
ભવ-જળમાં હું આવી પડતાં લપટાયો છુ તેમ—જય૦

શ્યામ અભ્ર જોઇ ચાતક ટવળે, જળ બિંદુની આંશ
તેમજ ફોગટ ફાંફાં મારૂ ગળે ન છુટે પાશ —જય૦

શુષ્કઅસ્થિથી શ્વાનજ માને આનંદ ઉરે જેમ
માનવ દેહી આ જડજીવો સંતોષે છે તેમ —જય૦

માટે માજી રાજી થાજો દેવા સદ મતી આજ
કહું છું કર જોડીને કરૂણા કરજો સારો કાજ —જય૦

( થયા છો રે ) રાગ

અલબેલી' અંબા જગ જનિતા મે'ર કરો આજે
પરમ કૃપાળુ માત દયાળુ સદા રહો જગમાંય
સુખકારી, દુ:ખહારી, ભવતારી, ભયહારી
મંગળ મુરતી નીરખી નામુ શીષ સુખ કાજે-અલબેલી૦

કિરિટ કનકનો શીરપર ધારી, રૂપ દીસે અદભુત
ભવતરણી, દુઃખહરણી, શુભવરણી, સુખકરણી
હર્ષિત મુખ સુખ સર્વ દિશામાં નિરખે બહુ ગાજે-અલ૦

નામ જપે જગમાંય તમારૂં હેતે જગ ગુણગાય
રૂપ ન્યારૂં, મનધારૂં, તનઠારૂં, અતિપ્યારૂં
આજ અલૌકિક રૂપ વિલોકી અંતર મમ છાજે—અલ૦

સંપુટ હસ્તે માત નમું હું તવ ચરણે નીશદીન
લ્યો ચરણે, તમ શરણે, તવસ્મરણે, સુતવરણે
પ્રેમથકી રાજી ગુણ ગાવા ઉર પ્રેમરાજે —અલબેલી૦

( કાનુડો ન જાણે મારી પીડ ) રાગ

માતાજી ન રે'તી મારી ધીર
કષ્ટથી ન રે'તી મારી ધીર, આઇ તમે શીદ સતાવોરે-આઇ.

ભવના દરીયામાં માજી, રોગાદી માછલાંરે
માંય તો કોરે હોચે વીર કોરે કરરરર............રે કષ્ટથી૦

સરવે સંબધિ માજી, પોરાએ અબ્ધિમાંરે
સુખની નાવે કેદી તીર, તારો અરરરર............રે કષ્ટથી૦

મોહાદિક અરિરે માજી, પાસ કઠિણછેરે
બાંધીને મારે જાણે તીર, પેસે સરરરર............રે કષ્ટથી૦

હવતો દુનીયામાં ગ.જી લાગે મેં જાણીયુંરે
છાંટજો ભકિત રૂપીનીર, છાંટો છરરરર............રે કષ્ટથી૦

## ( અભિમાન કદી નવ કરીયે ) રાગ

જગમાત જરી મન ધરીયે
ભવ તરવા નાવજ કરીયે; જાણો સરવ ખરીએ—જગમાત૦
ભજન પુજન કરીલેય પલકમાં
નિણુધાર્યું મરીએ અરે —જગમાત૦

મહાકાળી મન સેવજે, અન્યવિષય દુખવંત
પરલોકે સુખ પામશે વદે વદે શુભસંત

લલિત નામતવ ઉરે—વિચારો
મદવિણુ થઇ સ્મરીએ—અરે —જગમાત૦

## ( ગગરી ઉતારો ગીરધારીરે ) રાગ ( ગરબો )

ભાવે ભજો અલબેલીરે, મનહર માત અંબા
આનંદની થાય હેલીરે, મનહર માત અંબા
શુદ્ધ મને સદા એને સંભારો દુઃખયે મૂકશે ઠેલીરે મન૦
સરવે સંબંધી કામ ન આવે; થાશે એ અંતમાં બેલીરે „
નામ સ્મરતાં પાપ પ્રજાળે, સદગતી થાશે તો સ્હેલીરે „
આધાર એ અવનીનોય સાચો, વૃક્ષ એ આપણુ વેલીરે „
ઢીલ કરો નહી સાધન કરતાં ઝટ અભિમાનને મેલીરે „

દેહ તણો ન ભરૂસો ગણાયે કાળ જશે જીવ ઠેલીરે ,,
બેસતાં ઉઠતાં નામ જપેથી, શ્રેય થશે હો સાહેલીરે ,,

( રાખી વિરહીજનની પીડ ) રાગ ( ગરબો )

સખી રાખો સતીમાં ચિત્ત આનંદ થાશે રે
સખી સાચી એ જગમાં રીત પાતક જાશેરે
સખી માનવનો અવતાર દુર્લભ આવ્યો રે
સખી રૂડો ઉતારવા પાર લાગજ ફાવ્યો રે

દેવાદિ અતી યાચતા, માનવ દેહ અમુલ્ય
તે આ મળી છે સેજથી

સખી શાને ગુમાવો લાગ ફરી ના મળશેરે
સખી ભોગવતાં નહી ભાગ, પછી ના વળશેરે
સખી પરમ કૃપાળુ માત સઉને ફળશે રે
સખી સુણે એ દુઃખની વાત સે'જે મળશેરે
સખી સંસારે સખી સુખશું, ભોગવીએ છે નીત્ય
દુઃખે દહાડા વહી જશે

સખી ખરૂં ન મળશે સુખ, અંતે ખોટું રે
સખી રે'શે સદા શીર દુઃખ જે છે મોટું રે

સખી ભાવે ભજો જો નામ ઉરમાં હરશો રે
સખી સત્ય સરે નીજ કામ, ભવભય તરશોરે સખી

## ગરબો ( પુનમચાંદની ) નીલય.

ચાલો સાહેલી ગઇએ ગુણ અંબા તણા રે
જે છે આદિથી વિશ્વ તણો આધાર
ચાલો ચરણ સરોજે શીષ સદા જઈ નામીએ રે
ગરબે ગુણીયલ ગાવા ગીત સઉ ભેળા મળો રે
પુછી મધુર સ્વરે જઇ આગળ નીજ ભરથાર
કહેતાં વચન નકારે વેણ નહી ઉલંઘવુંરે

સાથે ગરબે સઉ મળી, રાખો અંબા ધ્યાન
મુખથી નામજ ઉચ્ચરો, પણ બીજે નહિ ભાન

આગળ પાછળ સઘળે નયન નહી ફરકાવવું રે
અંતર રાખી મુરતી અંબાની સુખકાર—ચાલો૦

ગાતાં ગુણ નહી રાખવી, લજજા કોની બે'ન
ધરવી ચીંતા નહી કશી ઉચરતાં શુભ વેણ

આવી પુનિત પ્રકારે ભક્તિ શક્તિની કરો રે
જેથી સે'જે સઉકો ઉતરશો ભવ પાર—ચાલો૦

આવી પુનિત પ્રકારે ભક્તિ શક્તિની કરો રે
જેથી સે'જે સઉકો ઉતરશો ભવપાર—ચાલો૦

## શ્રી માતાજીની આરતી.

જે આદ્યા શક્તિ મા જે આદ્યા શક્તિ
અખંડ બ્રહ્માંડ નિપાવ્યાં. પડવે પંચકમાં. —જયો૦ જયો૦

દ્વિતીયા બે સ્વરૂપ, શિવ શક્તિ જાણું મા;
બ્રહ્મા ગુણપતિ ગાઉ હર ગાઉ હર મા —જયો૦ જયો૦

તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભોવનમાં બેઠાં મા;
ત્રયસ્થકી તરવેણી, તું તરવેણી મા. —જયો૦ જયો૦

ચોથે ચતુરા રૂપ આઇ સચરાચર વ્યાપ્યાં મા;
ચાર ભુજા ચોદિશા, પ્રગટયાં દક્ષિણમાં. —જયો૦ જયો૦

પંચમી પંચ રૂષી, પંચમ ગુણ પદ્મા મા;
પંચ સહસ્રાં સોહીએ, પંચેતત્વેમાં. —જયો૦ જયો૦

ષષ્ઠી તું નારાયણી, મહિષાસુર માર્યો મા;
નરનારીને રૂપે, વ્યાપ્યાં સઘળે મા. —જયો૦ જયો૦

સપ્તમી સપ્ત પતાળ, સાવિત્રીસેના મા;
ગૌ ગંગા ગાયત્રી, ગવરી ગીતામા. —જયો૦ જયો૦

અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદી મા;
સુરીવર મુનીવર જનમ્યા, દેવ દૈત્યે મા. —જયો૦ જયો૦

નવમી નવકુળ નાગ સેવે નવદુર્ગા મા;
નવરાત્રીના પુજન, શીવરાત્રીના અરચન કીધા છે બ્રહ્મા
દશમી દશ અવતાર, જય વિજયા દશમી મા;
રામે રામ રમાડયા, રાવણ રોળ્યો મા. —જયો૦ જયો૦
એકાદશી અપવાસ, કાત્યાયનીકામા મા;
કામ દુર્ગા કાળિકા, રામાને શ્યામા. —જયો૦ જયો૦
બારશ બાળા રૂપ, બહુચરી અંબા મા;
બટુક ભેરવ સોહીએ,
કાળભેરવ સોહીએ, તે તારા ગુણ મા.—જયો૦ જયો૦
તેરશ તુળજા રૂપ, તું તારૂણી માતા મા;
બ્રહ્મા વિશ્નુ શદાશિવ, ગુણ તારા ગાતા. —જયો૦ જયો૦
ચૌદશ ચૌદ રૂપ, ચંડી ચામુંડા મા,
ભકિત ભાવે કરી આપો,
પોતાનાં કરી સ્થાપો, સુખ વાહુની માતા મા.—જયો૦ જયો૦
પુનમે પૂર્ણ કરી, સ્તંભાવતી નગરી મા.
વસિષ્ટ મુનીએ વખાણી, સુણી કરજો કરૂણા—જયો૦ જયો૦
સંવત સત્તાવન સોળે તિથી ભાવે મા;
સંવત સોળે પ્રગટયાં, રેવાની તીરે —જયો૦ જયો૦
શિવ શકિતની આરતી, જે કોઇ ગાશે મા;
ભણે શિવાનંદ સ્વામી, સુખ સંપતિ થાશે—જયો૦ જયો૦

# દેવીની સ્તુતિ.

## છંદ ભુજંગી ચાલ

ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી,
કરે કોટી કલ્યાણકાળી કૃપાળી;
હરે દુઃખ દારિદ્ર દેવી દયાળી,
ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી૦ ૧

જે આરાધશે અંબે આરાસુરીને,
રૂદે રાખશે નિત્ય શેવાપુરીને;
તેનાં દુઃખ દારિદ્ર જાશે દુરીને,
ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી૦ ૨

દેવી દોષનો કોષ હું દાસ તારો,
ક્ષણુંમાં ક્ષમા થાય તે દોષ મારો;
મહાકષ્ટથી મા મને તો ઉગારો,
ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી૦ ૩

નથી માતને તાત કે ભ્રાત નારી,
નથી સૂત સૂતા કોઈ સુખાકારી;
થયા શત્રુ માથે કરો સાહ્ય મારી,
ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી૦ ૪

સદા છો તમે ઇશ્વરી સુખદાતા,
જાણો દુર્બળો તે તણી તોડો ધાતા;
શર્ણાગતોની સાચી તુંજ માતા,
ભજું ભકિત ભાવે ભલી ભદ્રકાળી૦ ૫
નિરાધારનાં માત છોજી આધારી,
શત્રુ સેવકોનાં સહુ દોષ હારી;
મહાલક્ષ્મી છો આપ પર જાઉં વારી,
ભજું ભકિત ભાવે ભલી ભદ્રકાળી૦ ૬
કળીમાં કરોને કૃપા મન આણી,
આપો રિદ્ધી સિદ્ધી સદા દિન જાણી;
રહું આશરે ગુણ તારા વખાણી,
ભજું ભકિત ભાવે ભલી ભદ્રકાળી૦ ૭
નથી બુદ્ધિ કે જ્ઞાન વાણી વિવેક,
મહા મંદમતિ મલિન અંગ છેક;
માટે મા તમારે તમે છોજ એક,
ભજું ભકિત ભાવે ભલી ભદ્રકાળી૦ ૮
કહે હાથ જોડીને શંકર રેવા,
આપો નિત્ય દર્શન ને વળી સેવા;
કરો સાહ્ય છો આપ દેવાધિદેવા,
ભજું ભકિત ભાવે ભલી ભદ્રકાળી૦ ૯

## ( નટવર વસંત ) ગરબો

૧શું મનહર સુસંગ ગગન ગાજી રહ્યો, ગાજી રહ્યો રનગ
ગજાવી રહ્યો—શું મનહર૦

નવલ સુશોભીત આ ભુમી, બહુ રંગીવન પત્ર
નવલ સુજન પરદેશથી આરાધે જઇ તત્ર

ધારી શ્રૃંગાર મળી બાળાઓ સંગમાં; ગાયે સુગીત
તાલ આવી રહ્યો આવી રહ્યો; જાય ના...તે કહ્યો શું.

પટકુળ પચરંગી ધરી; ફરે હરે નર નાર
માના ચાચર ચોકમાં ભીડતણો નહિ પાર

મહી નાચે સુભાવે જંન ધરતી ધમકે રે
વળી વળી વીણાના નાદ; ઘુઘર ઘણુકે રે

વેદ ભણે વેદી કરી, હવન હર્ષથી થાય
અવલોકે આ સર્વનાં, પાતકતો દુર જાય

અંબા પ્રભાવ અતિ વ્યાપ્યો ચો દિશમાં દેખી ઉમંગ,
આજ ઉરે થયો ઉરે થયો, તાપ મારો ગયો—શું મનહર૦

---

૧ સંગ ગાજી રહ્યો-સર્વ લોકોના બોલવાથી જે અવાજ થાય છે તે ઉપરથી લેખકે ગાજી રહયો શબ્દ વાપર્યો જણાય છે. ૨ નગ-પર્વત (આરાસુર)

## ( કરે કામની શું સંસારે ) રાગ

હરે કષ્ટ સદા મન ધારે; માત અંબીકા નીત પુકારે
ભવ સીંધુ તણુ દુઃખ હારે આવી બાંય ગ્રહી સઉ તારે
પાળે ભકતને જીવ ઉદ્ધારે દીન દાસનાં કામ સુધારે
જગત કરે જનુની સદા, કદા ન દેતી દુઃખ
ભુખ ભાખશે સુખની, ઉણી ના રહે કૂખ
ગાન સતીનું ને તાન સતીનું, ધારી સદા સુખ પામ
ટેક મુકીને વિવેક ધરીને, નામ જપે દિન જામ—હરે૦

## (નથી જગતમાં સાથ સંબંધી) રાગ

જુઓ જગતમાં માત વિગરકો સુખી ડરે સંસાર
તું મિથ્યા મમતા ધારે મુરખ મન સ્ત્રિ પુત્રાદી પ્યાર
અચળ સુખની ભવ સિંધુમાં અંબા નૌકા ધાર
મહામાયા જગ ઇહ પરલોકે સુખ તણો આધાર-જુઓ૦
સમજી રહી એ રીતે, સૂપ્રેમ રાખી પ્રીતે
શુભ અંબાનો અવતાર, સાર લઇ સેવો હે નરનાર-જુઓ૦
ભક્તિ શક્તિની કરી, સફળ કરો સંસાર
સૌને શુભ એ લાગ છે, ઉતરવા ભવપાર
શુભ અંબાનો અવતાર, સાર લઇ સેવો હે નરનાર-જુઓ૦

## ( પ્રેમનો કોલ દીધો ) રાગ

'અનુપરૂપ અંબે દીન નીવાજ, માજી અરજી ધરી ઉર આજ'
જાણે જનુની દુઃખની દાઝ—અનુપ૦

દીધો જનમ આ વિશ્વમાં (ને) નૌતમ દેહ અપાર.
માયા લગાડી મોહની તેં, નાખી દુખ આગાર—અનુપ૦

દુર્ગા દ્યો દર્શન હવે (ને) ભક્તિ પ્રતિ મન જાય,
વંદન વિણ હો માત માહરી, મોક્ષ કદી નવ થાય—અનુપ૦

## ( પાતળીઆ પરિશ્રમ લ્યો શાને ) રાગ

માત જુઓ જરી રે'મથી સામું, જગમાં તુને ધન્ય તુને ધન્ય છે
મદ મેલી સદા શીષ હું નામું માજી તુને ધન્ય તુને ધન્ય છે.
દુઃખને ટાળીને, સામુ નિહાળીને, પ્રીતીથી પાળીને
આ................દુઃખ હરો, સુખ કરો, માત જુઓ,
જગત જપે સૌ નામ તમારૂં, ધારે તું તો સત્ય તું તો સત્ય છે
ભકતને પાળજે, દુઃખને ખાળજે, ભીડને ટાળજે
આ માત જરી, ઉર ધરી, માત જુઓ૦

## ( રટરસના શ્રી રામ ) રાગ

મન ભમરા તું ધાર, અંબા મન ભમરા તું ધાર
લક્ષચોરાશી જનમ ધરીને, પામ્યો મનુષ અવતાર—અં૦

માયામાં આવ્યો, મોહે ફસાવ્યો, ગર્ભસ્તુતિ તું વિચાર—અં૦
બાલ્યાવસ્થા, ગેલ કરંતાં, ખોઇ ન લીધો સાર—અં૦
જોબનવંતા, થઇ બળવંતા, ધાર્યો મને અંહ્કાર—અં૦
સ્ત્રી આદિ પ્રેમે પોતે પડીને, રાખી ન શુદ્ધ લગાર—અં૦
જરા વખતે જોર ગયું જ્યાં, શીર થયો દુખ માર—અં૦
જે જનપર તેં શેર બજાવી; તેનો થયો લાચાર—અં૦
આધી ઉપાધી વ્યાધિ નડે છે; ત્યારે તું માત પોકાર—અં૦
હેમસ માડી, પાનુ તું કાંડી; આ દુખથી રે ઉગાર—અં૦
અંતે પસ્તાશો નર્કે જાશો, માટે લો ભકિત આધાર—અં૦
જગ્ત જનુની પાળશે સૌને, જો લઇએ કંઇ સાર—અં૦
માજી કૃપાળુ મે'ર કરીને, સુખી કરે સંસાર—અં૦
દામ ન બેસે કામજ થાયે, રહો ન નીરાધાર—અં૦
ધારો ચિત્તમાં, માત દયાળુ, ઉતારશે ભવપાર—અં૦

આજ ભાળી ચાચરેજ જગત પાળ આઇને
જગત પાળ આઇ આજ, ન્યાળી તો નીહાળીને—આજ૦
સનનન સુનાદ થાય, તનનન ત્યાં તાલ જાય
પ્રીત સાથ નમન કરી, સ્તવન કરો આદરી—આજ૦
મનહર અનુપ રૂપ, ભજત તે સુરાદિ ભુપ
ધારી માત અનુગ વદે, શીષ નમાવી તું પદે —આજ૦

(ડરમાં તું દિલસાથ)

હર સંકટ જગમાત, અંબીકા, હરસંકટ જગમાત
દીન જાણી મારી જાત, અંબીકા હરસંકટ જગમાત
માજી તમારૂં રૂપ છે ન્યારૂં
નામ જપું નીશદીન તમારૂં, દુઃખ કરો દુર માત અમારૂં
ધ્યાન સદા મન માંહી હું ધારૂં, રૂપ મનોહર દીસેજ ચારૂં
(તારા વીના બીજુ કોણુ છે) ધા ધારે વા'રે માજી થઇ
સાક્ષાત-અંબીકા.

વિનતી અમારી, ઉરમાં ધારી
ભક્ત તણા તન તાપ નીવારી, શુભ મતી કરો માત અમારી
પાળો સદા તમો ભક્તિનું વારી, દાસને લેજો આપ ઉગારી
( મને તારોજ આશરો છે ) જો જોરે નજરે શુભ મોરી
માત-અંબીકા.

( અબ ચલે (૩) )

લ્યો સુણી (૩) ઉરમાં ધારી, માતાજી વિનતી મારી
હું અપરાધી કંગાલ
તવ શરણે આવ્યો પાળ
ગણુ મુજને તારો બાળ
ઉરમાં પ્રેમ, રાખીને રે'મ. વિશ્વમાં ક્ષેમ, રહો સુખકારી, માત.
જો કૃપા (૩) કરી મુજ માતા, તું જગતમાં છે સુખદાતા

સૌ યાચે છે તમ પાસ
ઇંદ્રાદિ રાખી આશ
કોને કરતી ન ઉદાસ

દયા કરી આજ, કરો મમ કાજ, ગરીબ નીવાજ, સદા
દુખહારી—માતા.

છોઅરી (૩) દૈત્યનાં માતા, સૌને સુખની તું શાતા
રણમાં તેં દાનવ માર્યા
સુરોને સઘળા તાર્યા
ભકતોના દોષ નીવાર્યા

દહો મમ પાપ, ત્રિવિધી તાપ, જનુની આપ, લીઓ
ઉગારી—માત.

શુ કહુ (૩) આપને નીત્ય જગતમાં છો આપ અજીત્ય
સેવકના સામું ધારો
માતા થઇને નવ મારો
દાસોના દુઃખ નીવારો.

કહુ આવાર હ્રદેનો સાર, જરી દીલધાર, મુને સંભારી
માતાજી

## ( બટવા ગુંથણુંદેને )

મંનવા મંગળગાને, હો માતનાં, મંનવા મંગળ ગા
હાંરે જરી ધારી, આ જ્ઞાની ભુવનનાં મનવા

સુખમાં સુખ છે અંબા ભજનમાં, સુખ રૂપ ધન દેનાર
મુકી મમતને ભાવ ધરીને, સુખી કરે સંસાર—હાંરે
જગમાં ત્રાતા, સુખની દાતા, શાતા છે સઉને માત
ઘટ ઘટ વ્યાપી અંબા ભવાની દુખની સુણુશે વાત–હાંરે

## [ બનઝારો ]

નમું માત સદા સુખકારી, અર્પી સુખ કર આભારી
નવખંડ બીરાજો માજી, સેવક રાખો નીત રાજી રે
તવ નામ જપે નર નારી—નમું.
આરાસુર છે સુખ ધામે, પાપી તરતા તવ નામ રે
કર સુખીયાં સૌ સંભારી—નમું
ભુતળ પર કીર્ત્તિ વ્યાપી, દાનવને નાખ્યા કાપીરે
ખળ મહિષાસુર સંહારી—નમું.
દીનદાસ પ્રતિ કંઇ ભાળો, નીતસુત ગણીને પાળોરે
કર કળી યુગથી ઉગારી—નમું.

## ( કામણુ દીસે છે અલબેલા ) રાગ

યાચું નમન કરી મહા માયા હે માહેશ્વરીરે, હેતે હું
સ્મરીરે—યાચું૦
શરણુ સરોજે શીષ નમાવી, તવ ભકિતમાં ચીત લગાવી
આરાધુ અંબીકા લ્યો ઉરમાં ધરીરે—યાચું૦

ચંડમંડ દાનવને મારી, મહિષાસુર નાખ્યો સંહારી
દુઃખ વીદારો એમ સદા મન આદરીરે—યાચું૦

નામ જપુ નીશદિન તમારૂં, ગુણ નાન કરતો હું ચારૂં
આદ્ય શકિત તું માત વિશ્વમાં ઇશ્વરીરે—યાચું૦

બાળક જાણી તાપ નીવારો, ભાવ થકી ભવ સિંધુ તારો
દુર કરો દુઃખ માત તમે વિશ્વંભરીરે—યાચું૦

## ( અરે હું મસ્તાન પ્રેમની ) રાગ

અરે હો જનુની પ્રેમથી મુને નીત નીવેડારે
નીત નીવેડારે, માજી મુને નીત નીવેડારે—અરે૦
સંસાર છે અણુસાર, મૂકે દુઃખ ન કેડારે—અરે૦
પડયો હું મહત સાગરે, કદી જડે ન છેડારે
તારી લીઓ વરમાત, મારો બુડતો બેડારે—અરે૦
કમળ પાસ અલી શેવતો, તેમ ભવાબ્ધિ પાસ
બંધાણો મમ માતજી, છોડાવા તમ આશ
બળું છું તેથી દુઃખમાં અમી નેહથી રેડારે
કરાવી જગે ભકિતને, શુભ ધામમાં તેડારે—અરે૦

## ( વાલા બોલો તમે ) રાગ

માડી મારી તમે માડી, કેમ દુઃખીને વીસારી
સુખી ન થાતી રતી, મુઝાણી મારી મતી

ઉગારો આવી સતી-સાથ-માડી.

સંકટ શીરપર બહુ સહ્યું, ભાગ્યુ ના કંઇ અંત
મે'ર કરી મમ માવડી, સુઝાડો સુખ પંથ
સંસારનું શર સાલે અતી, દુઃખે હું વ્યાકુળી બહુરે થતી
ભાળી મેં કરમની ન્યારી ગતી, વા'રે ચડો મારી અંબા સતી
લાગુ છું પાય—માડી મારી૦

## ( જગતમાં તે નરને ધિક્કાર )

પલકમાં જીવ જશે આવાર, કરી લે કરણી સુ નરનાર
સુધારો ભકિતથી સંસાર, મેળવો પુન્ય તણો આધાર
અરે જેમ નાવ બુડેરે, અરરરરરર દરીયે વીણુ આધાર
કાયા કાચા કુંભ તણી છે, ફુટતાં નહિ વાર
જાળવતાં જળવાશે નહી તે, પીજો નીર સુખકાર
દુઃખ સુખ જગમાં રહી સહીએ, ગુણુ ગાન અંબાના ગઈએ
અરરરરરર અવતાર—પલકમાં૦
મૃગ જળ સમ આ વિશ્વ સકળ છે, લલચાવે જીવધાર
લપટાતાં કંઇ નીર નવ પામે અંતે એ છે ખાર.
પુન્ય પાપ લઇ જાવું કરમાં, એ વીણુ સઘળુ રે'શે ઘરમાં–પ૦

## (જંજાળી જીવડા) રાગ

મંમાયા મનડા, હેતે ભજી લે તું આશે.
મોહાંધિ ભમરા, જલદી તું પદમે બીડાશે.

પ્રેમ મોહ આ વિશ્વમાં બંધન છે બળવાન
કાયાને કેદી કરી કરે જીવનું જાનરે
માયાના જીવડા, ભજવાથી સુખજ થાશે–મંમાયા

મારૂં તારૂં ના કરી, કરો પુન્ય ભંડાર
પરલોકે સુખ પામવા, થશી તુજ આધારરે
માટીના પુતળા, અંતે તું માટીજ થાશે–મંમાયા.

## (માનવનો અભિમાન પલકમાં) રાગ

અરે હે જનુની તું રળીયાત, જગતમાં ખરી ખરીરે.
ચરણે નામે છે તવ માત, સકળ જન સમરી સમરીરે.
ધ્યાનમાં ધરી ધરીરે–અરે.

જન દુખીયારા તું બહુ તારે, હે....તે કરી
અમી નજરેથી સૌને જોતી ને....હે ભરી
મા ભવમાં વિખ્યાત—અરે.

બેઉ હસ્ત જોડી વિનવું દીન દાસને નીત પાળજો
રોગાદિ શત્રુ આવતા જે ભકત ઉપર ખાળજો.
સદ્‌ગુણ આપી સ્નેહથી, દુર્ગુણ દુર્મતી ટાળજો
નીજ બાળગણીને માતજી, તજી કોપ સૌને પાળજો–અરે.

---

હે માજી, થા રાજી, યાચું હું આ સમે
દાસની ઉપર કરજે તું જે ગમે

હેત કરીને વંદુ આવાર
ભાવે ભજુ માડી તું અવતાર–હે માજી
હવેના વીસાર, તવ છે, આધાર
અરે સુખકાર, વિશ્વાધાર
આવીને માતજી સાંભળો વાતજી
હું તો થયો નીરાધાર, સંસારના દુઃખ મારે છે માર
ભાવે ભજુ માંડી તું અવતાર–હે માજી

## મેરેસે ડાકોરકુ...(લાવણી)

માતજી મંગળ સુખકારીરે (૨) જુગે જુગમાં નામ
વ્યાપીયું ભવભય દુખહારી–માતજી
પ્રતિ સઉ સરખું તું જોતીરે (૨) સુખ આપવા ભક્ત
તાહરા કાંડે તું ગોતી–માતજી
ભાળી મેં કેસરીપર સ્વારીરે (૨) લીલા અલૌકિક આજ
નીહાળી મતી થઇ સારી–માતજી
ત્રિશુળ કર કોંડેરે જાલીરે (૨) માત તુજને અન્ય
વીષય વીણુ ભક્તિ બહુ વા'લી–માતજી.
જગતની રક્ષા તું કરતીરે [૨] કષ્ટ દાસનાં પળે પળેતું
પાસે રહી હરતી–માતજી

## (અવતાર લીધો અવની ઉપર) રાગ

સંસાર માંહે કરણી સુંદર, જીવજે મુસાફર કરજેરે

અવની નિવાસી, તીર્થાદિ કાશી, પુન્ય વ્યાપાર્થે ફરજેરે–સં.
મોટાઇ માની થૈના ભિમાની, સદ્ગુણ શુર ઉર ધરજેરે–સં.
સૌ જન સાથે, શીષ નમાવી, સીધી સડકે સંચરજેરે–સં.
જયાંથી આવ્યા ત્યાં જવું, પુન્ય પાપ લઈ હાથ.
એક ભરોસો ઇશનો, ભવ તરવા સંગાથ
જીવ આ જાણી, થાવા કમાણી, માત સુભાવે સ્મરજેરે–સં.

[ લાવણી ]

જય માત અંબિકા દુઃખ કરો દુર મારૂં
આરાસુરમાં વસનારી સદા સંભારૂં—જય૦
હે ગોખ બીરાજી શોક સરવના ટાળો
ભકતોને ખોળામાંય લઇ નીત પાળો—જય૦
જનુની તારે છે હાથ જતન કરવાનું
વીસારી નાહે સેવકને દઈ બા'નું—જય૦
કરણી સામું ના આપ જુઓ મમ માજી
અપરાધ જરી કરી માફ રહો તમ રાજી—જય૦
કર ત્રિશુળ લઇ ક્રુર કામ તમે થથરાવો
હે દાસ જનોને સુખ તમે નીત લા'વો....જય૦
ગુણ ગાતાં નાવે પાર, હારી સઉ જાયે
છે અલ્પ મતી આ ભક્ત, તણી શું ગાયે—જય૦

## હે ( અવતારી ) માઢ-તાલ-દાદરો

હે મહાકાળી, બહુચરબાળી, વા'રે આવી, કરૂણા લાવી
કરજો સા'ય
રે મન ભાવી, રસ ઉપજાવી, પ્રીતિ બતાવી, શીષ નમાવી,
સઉ જન ગાય
સુખકારી, દુઃખહારી, જાઉં વારી, આ વારી, દેનારી શ્રી
સુખ ધામ
અસુરારી, બળભારી, કીરતારી, જગકારી, દીનધારી આપજો
નામ—હે૦
રઢીયાળી, છોગાળી, મૂરતી મેં ભાળી, લોભાયો છું મમમાત
દુઃખટાળી, મહાકાળી, હેતેથી નીહાળી, દાસની સુણજો
વાત—હે૦

## [ ક્યાંથી આ સંભળાય મધુર સ્વર ]

જો ! જગદંબા આજ, લલિત રૂપ, જો જગદંબા આજ
સુંદર છે શીર તાજ લલિત રૂપ—જો...........
પાપ પ્રજાળે દુઃખને ટાળે, કરે એ ભકતનાં કાજ—લલિત૦
જે જાય દ્વારે, તેને તે તારે, ભક્તિ વીણ નારાજ—લલિત૦
પાળે આવી શીષ નમાવી, કર દુર તુ દીલ દાઝ—લલિત૦
શેવ કરતાં, ધ્યાન ધરંતાં, ના ગણુ કોઇની લાજ—લલિત૦

## [ મરાઠી રાગની સાખી ]

કર્મ કઠણને કાળા કુળી, દુઃખ ગયો હું હારી

યત્ન કરતાં ફળ નવ પામું દશા આ શી છે મારી
હવે તો સા'ય નથી કોની, જરી તું સામું સદા જોની
સા'ય કરો મમ માત દયાળુ, સામું જરી દીન ભાળી
સુત તમારા દુઃખ બહુ પામે મે'ર કરો મા કાળી
હવે સુખ દીઓ મા....જી રેજો સેવક પર રાજી
બાળકનો અપરાધ ન ધારો, જો કદી જગમાં થાયે
અંતર ટાળો અંતર માંહે, તેથી સદા સુખ થાયે
યાચું નમન કરી આ....જે, મારા અક્ષય સુખ કાજે
સંભારૂં હું નામ તમારૂં, કદી ન વીસરૂ મનમાં
હરનીશ રાખું ધ્યાન ધરીને જો કે રહું ઘર વનમાં
મુજને એવી મતી દે....જો મારા અંતરમાં રે'જો.

## ( કોઇ દુધ લ્યો દીલરંગી ) રાગ

સખી ચાલને વેલી વેલી, રે નીહાળવા અલબેલી—સખી૦
દર્શનદે મમ માવડી, દુઃખ હરી લે આપ
સુખ થશે અતી તેહથી, વે'લા છુટી જશે પરીતાપરે–સખી૦
ગોખ બીરાજી નેહથી, ખડગ ધરીને હાથ
કુમ કુમ કીધો ચાંદલો, બેની ચાલો મળી સૌ સાથરે–સખી૦
કેસરી પર સ્વારી ધરી, શુભ અંબર નિજ અંગ
લોક અતિ આવે ઘણા, આજે સારો ભરાયો છે સંગરે–સખી૦
હાવ ભાવ બહુ રાખીને, ગાશું અંબા ગીત
ચાચર ચોકે ખેલશું, રાખી આપણુ માત શું પ્રીતરે—સખી૦

## ફટાવ

રૂપ આજ વિલોકયું માજી, ગાવા મન છે બહુ રાજી
સદગુણના શણગાર ધરીને, નામસ્મરીને તત્વહરીને
નયને નીરખ્યું, પળ પળ પરખ્યું જે મન હરખ્યું વંદનમીને
પડું જમીને જય જય જનુની, મુરતી તારી, ન્યારી, ધારી
હે દુખહારી, રે ભયહારી, જાતજાતના દોષ નીવારી, દેજો તારી
તું બલીહારી, હે સુખકારી, બહુચરબાળી તુજને ભાળી જુગે
જુગમાં નામ દીપાવી, શીષ નમાવી, બેઠી ગોખે ભક્ત તણા
તન તાપજ રોકે, તમ પરવારી, કિરિટ કનકને શીરપર ધારી
હીરા જડેલા શોભા ભારી, ચકમક તારા ચળકે પ્યારા;
નાગ પાશ અંબોડે ધરીયો, ગુપચુપ જાણે તે તો ઠરીયો, મુગટ
મણી છે, ચાક તણી જે વેણી વણી છે, અલક રૂપાળો
શોભા વાળો, કુમકુમ કેરો કરે ચાંદલો, લલાટ માંહે, જોતાં ત્યાંહે
નયન રૂપાળાં, કાજળવાળા ચળકે ન્યારારે અણીઆળા કર્ણતણી
શોભા છે સારી, નખલી તો દીપે છે ન્યારી, કર્ણ ફુલ આદી
બલીહારી વિવિધ જાતની શોભા ધારી, પુષ્પ ગુચ્છ ખેંચે
તાણી નાકે વાળી, પાણીદાર મુકતાની વાળી, આજે ભાળી,
નયન ટકાવી, વ્યોમજ પર જેમ તારા શોભે, કપોલ ઉપર
કુંદન ઓપે, મંદ હાસ્યથી મુખ મલકાવી, કોટ દીપાવી,
મોહનમાળા, મોતીમાળા, ફુલનીમાળા, હીરાવાળા, કંઠેમાળા,
શોભે છે કમખાવાળા, કડુવડુ છે હાથે ન્યારૂં, શોભે સારૂં,

કંકણ ચુડી, દીપે રૂડી, ચાર ભુજની શોભા રૂડી, હાથમાંય કલગીને ઝાલી, ત્રિશુળવાળી, ખડગ દીપાવી, દુષ્ટ સાથ લડવાને આવી, એમ જણાયે, બે વીંટીઓ પે'રી માયે મન તણાયે, પેરી કાયે, સાડી સારી રંગ કસુબર રંગી ન્યારી, કોર અતિ સોનેરી સારી, બુટ્ટાની શોભા મનહારી, કેડ પીત કંદોરો ધારી, કટી મેખલા પર જાઉ વારી, ધરી કુકડા પર તેં સ્વારી, ઉપર ગાદી સોનેરી, ટપકી વેરી પાય કનકના ઝાંઝર ઝળકે, નપુર કાલન ગજ ચળકે, છે મોજડીઓ નીરખી આજે પાયે પડીયો, ગુણ તારા ગાતાં, પાર ન પામે વેદ વીરંચી તારી સામે અલ્પમતી હું કયાંથી લાવે ભક્તિ તો શક્તિની ભાવે, તવરૂપ સિંધુ, લીધુ બિંદુ, માટે માજી થઈને રાજી, દોષજ ધારી, રોષ નીવારી, અંતર ધરજો દુઃખ મમ હરજો, અંતે મળજો, વેગે વળજો, જય જગદંબા મેં અલ્પ મત દેખાડી, સંતુષ્ટ થજો મમ માડી.



## શ્રી જગદંબાની ચોપડીનાં અગાઉથી ગ્રાહક થનારાઓનાં નામ સંવત ૧૯૮૩

ઉમરેઠ.

| | |
|---|---|
| શેઠ અંબાલાલ શાંમળજી | ૨૫ |
| શેઠ સોમેશ્વર જીવરામ બીન રણછોડ | ૨૫ |
| શેઠ મંગળદાસ પાંનાચંદ | ૧૬ |
| શા. ચુનીલાલ પીતંબર | ૧૬ |
| કંસારા બાપુલાલ મોતીલાલ | ૧૧ |
| શા. પટેલ અંબાલાલ કીશોરભાઇ | ૫ |
| પરી રણછોડદાસ જેઠાભાઈ | ૫ |
| જોશી શંકરલાલ ભવાનીશંકર | ૫ |
| વ્યાસ ભીખાભાઇ જેભાઈ | ૫ |

### ૨ ચોપડીના ગ્રાહક થનારનાં નામ

વ્યાસ ઉમીયાશંકર જેઠાભાઇ, સોની કુંદનલાલ અમરતલાલ, સોની કનૈયાલાલ છોટાલાલ. કંસારા રતનલાલ નાંનાલાલ, હલવાઈ સોમાભાઇ બાપુજી, વાળંદ મોતી શંકર.

### ૧ ચોપડીના ગ્રાહક થનારનાં નામ

ભાવસાર પાનાચંદ જમનાદાસ, ભાવસાર આદીતરામ જમનાદાસ, ભાવસાર છબલાલ ખેમચંદ, ભાવસાર કુલચંદ હરગોવન, ભટ જગન્નાથ ભવાંનીશંકર, સોની શાન્તીલાલ

હરીલાલ, સોની કંચનલાલ અમૃતલાલ, સોની મણીલાલ મનસુખ, સોની અરજુન ચંદુલાલ, સોની ત્રંબકલાલ મનસુખ, સોની મગનલાલ ગવરીશંકર, સોની સાંકળલાલ નરભુલાલ, સોની હીરાલાલ મોહનલાલ, સોની ચીમનલાલ વલવદાસ, સોની મોહનલાલ મોતીભાઈ, સોની મણીલાલ નાથજી, સોની કેશવલાલ ગીરધર, સોની ડાહ્યાભાઈ બાદલાલ બીન પેટલાદવાળા, વ્યાસ રણછોડ હરગોવન, દવે મણીલાલ નારણજી, મહેતા અંબાલાલ સોમનાથ, દવે અંબાલાલ ફુલચંદ, સેલત જયંતીલાલ જશવંતરાય, દવે સોમેશ્વર દાદાભાઈ, ત્રવાડી ચંદુલાલ વહાલાભાઈ, જોશી ત્રીભોવનદાસ દાદાભાઈ, જોશી બાપાલાલ ગંગાશંકર, ક્રીષ્ણલાલ કે. પંડીત કનૈયાલાલ ચુનીલાલ, ખંભોળજા સોમેશ્વર છોટાલાલ, ઘોરા જમીયતરામ ચુનીલાલ, ઠાકર હરીલાલ દેવશંકર, દવે રામચંદ્ર ગવરીશંકર, ભટ પરભુલાલ પરસોતમ, ઠાકર મોહનલાલ નારણજી, ત્રંબકલાલ મનસુખ, હીરાલાલ ગણપતરામ, ભટ ડાહ્યાભાઈ ગણપતરામ, દવે કેશવલાલ વજેરામ, શંકરલાલ નાથજી, ઉમીયાશંકર ભોગીલાલ, જોશી ચુનીલાલ જેશંકર, ભટ સોમેશ્વર ગણપતરામ, દવે હીરાલાલ દેવીપ્રસાદ, માસ્તર નર્મદાશંકર શીવલાલ, માસ્તર મોતીલાલ શીવલાલ, પંડયા ચુનીલાલ મોહનલાલ, ભટ નર્મદાશંકર પ્રાણશંકર, પંડ્યા મનુલાલ મુળજી, પંડ્યા રવીશંકર ભોળાનાથ, પંડ્યા

રમણુલાલ જીવરામ, સેલત અમૃતલાલ ગવરીશંકર, રવીશંકર ગણુપતરામ, દવે ચુનીલાલ નારણુજી, દવે નૌતમલાલ ચુનીલાલ, શા. જેઠાલાલ વમળદાસ, દોસી મણીલાલ ગોરધન, શા. શાન્તીલાલ મંગળદાસ બીન લલ્લુભાઇ, શા. ચીમનલાલ ભુલાભાઇ, શા. છગનલાલ નાથજી, શા. ફુલચંદ નાનાભાઇ, શા. ચુનીલાલ ફુલચંદ, તલાટી લલ્લુભાઇ ગોરધન, મોહનલાલ છગનલાલ શા. પટેલ, શા. દ્વારકાંદાસ મોતીભાઇ, શા. પટેલ મણીલાલ છગનલાલ બીન મંગળજી, શા. પટેલ મણીલાલ છગનલાલ, દેશાઇ અમૃતલાલ ગીરધર, તલાટી મગનલાલ ગોરધન, ચોકસી લલ્લુભાઇ કહાનદાસ, શા. ડાહ્યાભાઇ નાથાભાઇ, શા. ચીમનલાલ ડાહ્યાભાઇ, શા. રમણુલાલ મગનલાલ, દોસી છોટાલાલ ગીરધર, શા. પટેલ મગનલાલ હરગોવનદાસ શા. હરગોવન જમનાદાસ, શા. મોતીલાલ અંબાલાલ, શા. આદીતરામ ફીલાભાઇ, શા. નાથજી ગીરધર, શા. હરીલાલ ભુલાભાઇ, શા. કેશવલાલ શંકરલાલ, શંકરલાલ છોટાલાલ સુશાડીઆ, જીવણુલાલ ભગવાન પટેલ, સુતાર અંબાલાલ મગનલાલ, સુતાર મણીલાલ સોમનાથ, કંસારા શંકરલાલ માણેકલાલ, કંસારા નાનાલાલ ગરબડ, કંસારા ફીલાભાઇ પ્રાણુલાલ, કાછીયા લલુભાઇ અમથાભાઇ, કાછીયા પજાભાઇ રણુછોડ, દરજી ભીખાભાઇ લલુભાઇ, દરજી મોહ-

નલાલ, દરજી મંગળભાઇ સોમાભાઇ, કુંભાર અં-

બાલાલ નરોતમ, ડબગર છોટાલાલ વીઠલ, મુસલમાન પઠાણ મહમદખાં કાલુખાં.

નડીયાદ.

| | |
|---|---|
| સોની ઇન્દુપ્રસાદ શંકરલાલ | ૨ |
| બારોટ મોહનસીંગ ગમાંનસીંગ | ૧ |

મહેમદાવાદ.

| | |
|---|---|
| કાન્તીલાલ | ૧ |

કાસરા.

| | |
|---|---|
| મથુરભાઇ જેઠાભાઇ | ૧ |

થાંમણા.

| | |
|---|---|
| જોગી શંકર ધનજી | ૧ |

કુંજરાવ.

| | |
|---|---|
| ડાહ્યાભાઇ મગનલાલ ભટ | ૧ |



## સઘળું પુસ્તકો મળવાનાં ઠેક

દવે મગનલાલ મુળજી
અંબામાતાજીની પોળ

રમણલાલ બાલાશંકર દવે
રેવાકાકાની પોળ

શંકરલાલ ભવાનીશંકર જોષી
વાઘનાથ ચકલે

પંડ્યા રવીશંકર ભોળાનાથ
મોઢવાડામાં

સી. એમ. શાહની કંપની
પંચવટી

માધવલાલ ભુરાભાઇ શાહ
ગંગાપોળ

---

ઉમરેઠ બટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રી. પ્રેસ
બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું અને મગનલાલ મુળજી
અંબામાતાજીની પોળ, ઉમરેઠમાંથી પ્રગટ કર્યું